# રાસ્ટ્રીય ચેતનનો અનિવાર્ય પ્રવાહ.

ગઝલ.

નથી જગ્યા ફરી સુવા સુણો દઇ ધ્યાન પરદેશી !
ઘણું ઉંધ્યા ઘણું ઘોર્યા—નથી રહેવું હવે બેશી.
ઘણા ખાધા હમે ખત્તા—વધારે ના હવે ખાવા,
હમે જાગ્યા ફરીથી તે નથી કૈં આમ સૂવાના.
બનીને અન્ધ સ્વાર્થોથી ન લાંબે કૈં હમે જોયું,
ફરી યુધ્ધો પરસ્પર ને બધું યે હાય ! હા ! ખોયું.
હવે તો સંપથી રહેવું, હવે ના ભાઇથી લ્હડવું,
જગાવી દેશનું ચેતન હવે તો એક છે બનવું.
બહુ આધાર બીજાનો હમે તો આજ સુધી રાખ્યો,
હમે તેથી નિરાશાના ફળોનો સ્વાદ તો ચાખ્યો.
હવે સમજ્યા 'હમારૂં છે હમારા હસ્તમાં ભાવિ,
નથી સ્વાશ્રય વિના કોદી હમારી ઉન્નતિ થાવી.
હમોને શીખવ્યા પાઠો તમોએ દેશ સેવનના;
શકો ખાળી પ્રવાહો શું હવે રાષ્ટ્રીય ચેતનના.
તમારા છત્રની નીચે હમારી ઉન્નતિ કરશું,
સહુ દુઃખો સુખે સ્હેશું—હવે પાછા નહિ ફરશું.
ધરીશું 'ધર્મ જ્યાં જય ત્યાં' મહા એ મંત્ર તો ચિત્તે,
કરીશું કામ કૈં એવાં જગત જોઇ સહુ રહેશે.
હમારો ધર્મ છે હેતુ—પ્રભુ વ્હારે જરૂર ધાશે,
હમારા ભાવિમાં શ્રદ્ધા અને આશા અમોને છે.

રા. ચન્દ્રશંકર.

નમ્ર આ અરજ છે મારી પ્રભુજી ઉર લાવોને,
નર્કે પડતા લકીલોને કૃપાળુ તો બચાવોને;
ખરાનું ખોટું એ કરતા લોકને લાલચો આપી.
કમાતા દામ મન માન્યા હવે તો દુર થાવોને,
વધારી કોર્ટમાં કજીઆ અસીલોને ચુશી ખાધા;
ખરાબી લોકની કરતા તેથી છુટા કરાવોને; ધમ્ર આ.
સ્વરાજ્યની હોય ઇચ્છા તો બંધ કરજો વકીલાતો,
અદાલતો આંગણે સ્થાપી તમો કજીઆ પતાવોને;



## સ્વર્ગ અમારો દેશ.

જગમાં સ્વર્ગ હમારો દેશ—
ભારતનુ શુભ નામજ લેતાં, ઉપજે પ્રેમ વિશેષ. જગમાં.
નિર્મળ નીર વહે ગંગાનું, પીતાં જાય કલેશ;
દાતા કર્ણ સમાન થયા, ગુણ ગાય સદાય સુરેશ. જગમાં.
હિમગઢ ઉપર રક્ષા કરવા. નિશદીન વસે મહેશ;
દક્ષિણ દિશમાં સ્વર્ગ ભુમિનું, રક્ષણ કરે રમેશ. જગમાં.
જન દુઃખ હરવા જગનાથપુરીમાં, વસતા શ્રી જગદીશ;
પશ્ચિમમાં મનમોહન મુર્તિ, નંદકુંવર ઋષિ કેશ. જગમાં.
જગ સુખ માટે પરબ્રહ્મ પ્રકટયા, જ્યાં શ્રી અવધેશ;
ૐકાર વર્ણવે શું મહિમા, પાર ન પામે શેષ. જગમાં.

પંડિત ૐકારનાથ.



# દેશની માટી.

મ્હારા દેશની માટી સ્વર્ણ રેણુથી અધીક મ્હને મન ભાવે;
ત્હારે તોલે નહી કોઈ આવે, મ્હારા દેશની માટી. સ્વ૦
ખેલ્યો ત્હારે ખોળે દહાડી, હશી હેતે અંગે લગાડી;
એ સોહણાં બાળપણાના જ્યારે મન આવે, મ્હારા દેશની માટી. સ્વ૦
જોઉં સોહણાં એ જ્યારે, ભુલું નિજ ભાન હું ત્યારે;
એક તુહિ તુહિ મન અલખ ધુન જગાવે, મ્હારા દેશની માટી. સ્વ૦
ચોળી અંગે દીક્ષા લીધી, અંગે અંગ મેળવી દીધી;
તું ભેદ ભુલાવી અભેદના પાઠ પઢાવે; મ્હારા દેશની માટી. સ્વ૦
માગું એજ પાયે લાગી, આળ પંપાળને ત્યાગી;
પ્રભુ મ્હને ત્હારી એકજ લેહ લગાવે; મ્હારા દેશની માટી. સ્વ૦

દિવાનો.



# સ્વરાજ્ય વાદ.

જ્યાં લગી અંગમાં આત્મા છે, ત્યાં લગી સ્વરાજ્ય વાદી રહે.
સ્વરાજ્ય વાદી રહે,—સામ્રાજ્ય વાદી રહે; જ્યાં.
'સ્વતંત્રતા' ને 'સમાનતા' છે બ્રિટિશ તંત્રના મંત્ર,
શલ્તનત શરમાયે સારી રહે હિન્દ પરતંત્ર, જ્યાં.
આપમતિલી અમલદારી સ્હામે હિન્દ–પુકાર.
પ્રજાતંત્ર પામ્યેથી થાશે હિન્દતણો ઉદ્ધાર. જ્યાં.
આત્મમાનને શોભે એવું હિન્દ સાધશે સ્થાન,



સલ્તનત ને સારી આલમે હિન્દ પામશે માન. જ્યાં.
હિન્દતણે હૈયે ઉભરાયે કૈં કૈં શુભ અભિલાષ.
સ્વરાજ્ય સાધી હિન્દ ઉડશે ઉંચે ઉંચે આકાશ. જ્યાં.
" માગ્યા વિણુ માયે નવ પીરસે " આલમનો કાનુન;
એક અવાજે હિન્દ પુકારે ' હોમરૂલ ' ' હોમરૂલ ' જ્યાં.

રા. ચંદ્રશંકર.



અમારા દેશને માટે અમારા પ્રાણ પાથરશું
અમારા દેશને માટે અમે સત્યાગૃહે લડશું;
લડયા કળીયુગમાં પ્રલ્હાદ, અને રાજા હરિશ્ચંદ્ર.
અને કળીયુગમાં ગાંધી, સમા કંઈ ભારતીવીર.

રા. ચંદુલાલ.

---

## પ્રલ્હાદનો નિષ્ક્રિય પ્રતિરોધ.

પિતા અધિકાર હે તુમકો હમે ગિરિસે ગિરાનેકા.
જલાશયમેં ડુબાને ઓર પાવકમેં જલાનેકા.
તુમે અધિકાર હે રાજન કરા દો દેશ નિષ્કાસન
તથા બન્દી બના ડાલો હમેં ઉસ જેલખાનેકા.
હમેં બી સોલ હો આના દિયા યહ સ્વત્વ ઇશ્વરને
પ્રતિજ્ઞા પાલનેમે શાન્તિ સે સબ દુઃખ ઉઠાનેકા.
તુમ્હે અધિકાર હૈ હમકો દુઃખદ શુલી દિલા દિજે
હમેં અધિકાર હૈ તિસ પર ન પિછે પગ હટાનેકા.

અહો સુરેન્દ્ર ઇસ ભયસેં ન તુમ ભયભિત કર શકને
હૈ આત્મિક બલ ભરા હમમેં સફલતા મુખ્ય પાનેકા.
હુઆ પ્રલ્હાદ થા જીસને તજાથા ડરસે સત્યાગ્રહ
કભી ઇતિહાસમે એસા નહિ હગીજ લિખાનેકા,
પવિત્રો દેશ અપનેકા તિલાંજલી દૂં નહિ હું મેં
તુમ્હારી ઇન દૂરાગ્રાઓંકે સન્મુખ સર ઝુકાનેકા
હમારા લક્ષ ઉંચ્ચા હૈ હમારા ધ્યેય નિશ્ચલ હૈ
સહાયક હૈ સ્વયયં ભગવાન્ જો રક્ષક હૈ જમાનેકા
તુમ્હારી યહ દમન શૈલી અવશિ એક દિન દમન હોગી
સમય ભી હૈ ઉપસ્થિત અબ દમનકારિકે આનેકા

**બેનીમાધવ તિબારી.**

ભૈરવી-લાવણી

(સ્વતંત્રતાનું નિશાન હાથે વંદે માતરમ મુખમાં ગાન )
—એ દેશી.

ભારતની હાલત નિરખીને ઉઠે પ્રશ્નો ઉરમાં આજ;
પરાધીન આ માતની મુક્તિ કરવાનો શો શુદ્ધ ઇલાજ. ૧
આત્મ-દેવ વિરાજે ઉરમાં પૂછો મન રાખી સમ તોલ;
નિર્ભયતાથી ઉત્તર માગો કયમ ચાલી આ પોલં પોલ. ૨
રક્ષક જ્યારે ભક્ષક થાયે વાડો વેલા ખાવા ધાય;
માબાપો સંતાપે સુતને ત્યારે તેનો શો ઉપાય ? ૩
ખિલાફતને અભય દેનારા વચન વદીને વિસરનાર;
બેવચની સરકારની સાથે શી રીતે સહકાર થનાર ૪

જુલ્મ સહ્યા પંજાબે તાજાં સ્મરતાં લોહી ઉકળતું જાય
નિર્દોષોના પ્રાણ લેનારા મસ્ત બની ફરતા દેખાય ૫
ડાયર ને ઓડવાયર જેવા જુલ્મીના અધિકારની માંય;
સાચા હિંદીઓ નવ રહેશે નીતી—ન્યાય મળે નવ જ્યાંય ૬
ભૂખ્યો મરતો કે ટળવળતો સિંહ કદિ નવ તૃણને ખાય;

## ( ચેતવણી )

સહસ્ત્ર રવી સમપુર્ણ પ્રકાશિત હતું અરે આ હિંદુસ્તાન,
પણ પોઝીશન પખરાઈ વળેથી બની ગયું છે અંધસ્થાન;
વીધ વીધ વ્યસનોને વળગ્યા વળી વિદ્યાહીણ રહ્યા વિશેષ,
ચા—વીસ્કીને ચીરૂટમાં હવે ડુબી ગયો છે આખો દેશ;
વરણ અઢારે ચડી વ્યસનમાં રાત દિવસ રહે છે ચકચુર.
ધર્મ કર્મને રેણી કેણી નીતી રીતીને મુકી દૂર,
દ્રૈષ કલેશને દગો કુદ્રષ્ટી અને અતીશે રહ્યું અવજ્ઞાન;
નીર ઉધમ નીરમાલ્યપણાથી થયું ઈંડીયા અંધસ્થાન.

રાવ કવી.

---

## હિન્દ વીરોને.

હિંદ વીરો! હથિયાર હસ્તમાં સત્યાગ્રહનાં ધરજો;
પ્રેમ શૌર્યનું પાલણ કરિને વિજય હિંદનો વરજો. ટેક
ભડવીરો ભય સર્વ તજીને, સ્વરાજ્ય માગણી કરજો;
વન્દે માતરમ શબ્દ સ્મરીને, ધર્મ શાંતિને ધરજો. હિંદી.

હિંદુ પારસી મુસલમિન સૌ માતૃ ભૂમિના પુત્રો;
કુરાન, ઇંજીલ, વેદ બતાવે, ખરાં ધર્મનાં સુત્રો. હિંદી.

સત્યાગ્રહ પ્રલ્હાદ સમોવડ મીરાંનો ઉર ભરજો;
બીકણુ-બાયલાપણું તજીને, જબર જંગ જગવજો. હિંદી.

નાયક લાયક સત્યાગ્રહના ગાંધીજીને ગણજો;
ખરા પ્રેમથી પાઠ પઢાવે, ભારતુ તનુજો ભણજો. હિંદી

મિત્ર રાજ્યના સુખે સુખી સૌ એજ હૃદયમાં ધરજો;
કઠીન પ્રસંગે ક્ષત્રિપણાથી સર્વ શત્રુ સંહરજો. હિંદી

## ભારત સૈનિકનું ગીત.

સૂતાતા બાણુ શય્યામાં પિતામહ ધર્મને કાજે,
સહીશું ને વહીશું સહુ અમે અમ દેશને કાજે;
જીરવીશું ઝહેરના પ્યાલા, ગણી શાકર સમા મીઠા,
ખમીશું ઝુઝશું જીતશું, પડીને મૃત્યુના મુખમાં.
અમોને દેશની સેવા એ એકજ સુખ છે હા,
ખરેખર દેશની સેવા છે દુર્લભ દેવને પણ હા;
ઉઠો, જાગો, બોલાવે મા, નગારાં યુદ્ધનાં વાજે,
ગાજે તોપ દુશ્મનની કસોટી વીર ! છે આજે.
ભભુકતા તોપના ગોળાની પ્હેરીશું અમે માળા,
અમે શસ્ત્રોના સાગરને અને અગ્નિ તણી જ્વાળા;
ઝીલીશું ને જીરવશું હા, અમારા દેહને કવચે,
અડગ અમ હાથને હૈયાં, અમારા દેશને કાજે.
અમર અમ દેહને આત્મા, અમર અમ ધર્મને કીર્તિ,
અમર અમ માત ભારતને અમર અમ દેશની પ્રીતિ.

રા. વેદ.

અમારા દેશનો વહીવટ અમારા હાથથી થાયે,
અમારા દેશનાં નાણાં, અમારે હાથ ખરચાયે;
અમારા દેશના નેતા, અમારા કાયદા બાંધે,
અધિકારી પ્રજા મતને, થઇ આધિનને વર્તે.

**રા. ચંદુલાલ.**

આ માત ભારત આપણી દુઃખમાં ડુબી રૂદન કરે:
કોણ એવો કપુત છે ના માતનાં આંસુ લુવે;
હિન્દી થઇને હોમ રૂલર હોય ના જે જન ખરે;
લાયક નથી તે હિન્દનો વતની થવાને રે આરે.
અમારા કર તણો બોજો, અમો જાતે નક્કી કરશું,
અમારા ખર્ચનો હીસાબ, અમારા હાથથી લખશું;
બનેલા નોકરો સાહેબ, ફરીથી નોકરો કરશું;
બ્રીટનને હિન્દ માતાની, અચલ ગ્રન્થી સુદ્રઢ કરશું.

**રા. ચંદુલાલ.**

---

## અમે અસહકારી હીન્દના.

અમે અસહકારી હીન્દના, (૨)
અધિકારીની છે બીક ના, લખીલો અમારાં નામ આ;
છાતી ઉપર આવી ઉભા, અમે અસહકારી.
ઇનકમટેક્સથી મરતા નથી, પોલીસથી ડરતા નથી;
ખીતાબની પરવા નથી, અમે અસહકારી.
ચેલા **તીલક અરવીન્દના**, વળી **લાલ પાલ સુરેન્દ્રના;**
તનુ વીર માત **વસંતના,** અમે અસહકારી.

બ્રીટન તણા સામ્રાજ્યમાં, હોમરૂલ પામે હીન્દ આ:
આદર્શ અમારો એજ છે, અમે અસહકારી.
એ આદર્શની સિદ્ધિ થવા, નહિ પ્રાણની પણ છે તમા;
સત્યાગ્રહે લડશુ બધા, અમે અસહકારી.

**રા. ચંદુલાલ દેસાઇ.**

---

## હિન્દી સ્વરાજ.

અધીકારીઓ આ દેશના, આ કેસમાં પ્રતિવાદી છે,
જ્યારે પ્રજામત હિન્દનો, આ કેસમાંહી વાદી છે.
ઇન્સાફ તો આ કેસનો, બ્રીટીશ પ્રજાને હાથ છે,
જેનું હૃદય સ્વાતંત્ર્યથી ભરપૂર ને વિશાળ છે.
રહી કાયદાની હદ મહીં, ચળવળ અમે કરશું બધા;
સ્વરાજ્યનો સન્દેશ આ, પ્રતિ ઉરમાં ભરશું ભલા.
બસ બોલશુ જાહેરમાં, જય માત વન્દેમાતરમ્;
હોમ રૂલ પામે હિન્દ આ, બસ માત વન્દેમાતરમ્.

---

## સુતાં શું સોડ તાણીને ?

### કવાલી.

( જીગરનો યાર જુદો તો બધો સંસાર જૂદો છે—એ દેશી. )
દશા શી થઈ આજે ? જગતમાં હિન્દ તો લાજે;
ઉઠો ઉન્નતિને કાજે, સુતાં શું સોડ તાણીને ?—દશા. ૧
સુજ્ઞાની દેશ ગણાતો જે, સુખી સહુમાં જણાતો જે;
વિરોધોથી હણાતો તે, સુતાં સોડ તાણીને ?—દશા. ૨

કરોડો છે સુતો જેના, કહો છે પૃથ્વીમાં કેના ?
છતાં શા હાલ આ એના. સુતાં શું સોડ તાણીને ?—દશા. ૩
સહ્યાં બહુ જુલ્મના ભાલા, પરસ્પરમાં લડયા ઠાલા;
સ્થિતિ સમજો હવે વ્હાલા, સુતાં શું સોડ તાણીને ?—દશા. ૪
હિન્દુ ને મુસલમાનો, ઐકયની શક્તિ પીછાણો;
ભરોને એક સુરે તાનો. સુતાં શું સોડ તાણીને ?—દશા. ૫
તજી વિલાસ આસક્તી, ધરો સાદાઈમાં ભક્તિ;
સ્ફુરાવો આત્મની શક્તિ, સુતાં શું સોડ તાણીને ?—દશા. ૬
કરો આળસ અરિને દૂર, રહો ઉદ્યોગમાં ચકચૂર;
બતાવો હિન્દનું તો નૂર, સુતાં શું સોડ તાણીને ?—દશા. ૭
જુઓ મોહન જગાડે છે; મધુર બંશી વગાડે છે;
ખરી લગની લગાડે છે. સુતાં શું સોડ તાણીને ?—દશા. ૮
સ્વદેશી ધુન લાગી છે વિદેશી વૃત્તિ ભાગી છે;
સતી સુમતા તો જાગી છે, સુતાં શું સોડ તાણીને ?—દશા. ૯

શિવ.

---

## અમારા જીવનની એક ઉચ્ચ આશા.

### કવાલી.

( સૃજેલાં શ્રી પ્રભુજીએ, મનુષ્યો સર્વ સરખાં છે-એ દેશી. )
અમે તો હિન્દ મૈયાની, ભાવથી ભક્તિ કરવાના;
કરી કુરબાન સર્વસ્વ, સહજ ભવ સિંધુ તરવાના. અમે. ૧
જન્મ આ જન્મભૂમિની, સેવામાં અર્પીને પ્રીતે;
તજીને સર્વ જગ જંજાલ. હૈયામાં હિન્દ ધરવાના. અમે. ૨

રગો રગમાં ભરી ભક્તિ, ભૂલીશું ભાન તનમનનું;
દુ:ખોમાં માનીને સુખો, ભારત ગુણ ગાને ઠરવાના. અમે. ૩
જીવીશું કે મરીશું એવી, મુકીશું દૂર સહુ ચિંતા;
કરીશું યત્ન હિમ્મતથી, વિપદ દેખી ન ડરવાના. અમે. ૪
દુ:ખોનાં ડુંગરો તુટી, કદિ પડશે અમો માથે,
તદપિ ક્ષણ માત્ર માડીને, નહિ મનથી વિસરવાના. અમે. ૫
પરાયા દેશના હીરા, ગણીશું કાચ અંતરમાં;
અમારી માટી પણ મનથી, ગણી કસ્તુરી ફરવાના. અમે. ૬
ગાંધીજીના સુણી શબ્દો, થઇ પ્રીતિ સ્વદેશીમાં;
વિદેશી વૃત્તિ વારીને, સ્વદેશી ભાવ ભરવાના. અમે. ૭
મરીશું તોય જન્મીશું, આ ભૂમિમાં ફરી નિશ્ચે;
કરી જગનાથને અરજી, પછી મરજીથી મરવાના. અમે. ૮

**શિવ.**

---

## હોમરૂલનો હેતુ.

હોમરૂલ ! સ્વરાજ્ય કેરો હેતુ સમજાવું હવે,
રાજ્ય વહિવટ આપણા, હાથે બધોજ અનુભવે;
આપણા રોકેલ અધિકારી બધા કામો કરે,
ઇચ્છા પ્રમાણે આપણા, ઉપયોગમાં નાણાં વરે;
આપેલ અધિકારો પ્રજાએ, યોગ્ય રીતે વાપરે
ખામી પડેથી જવાબદારી, આપણી સરકાર દે.
ધારા બાંધતી રાજ્ય સભામાં, જન અનુમતિએ સભ્ય ચુંટાય
બધા કાયદા એજ ઘડેને કરનો આંકડો નક્કી થાય

પ્રજા રચિત જે હોય કાયદા ચલાવનારી કાઉન્સીલ જ્યાંય;
પ્રજા તણા વિશ્વાસ પાત્રને, દાખલ કરવા તેની માંહ્ય.
જેથી પ્રજાની મતસત્તાનો હેતુ વ્યર્થ ઉપયોગી થાય;
આપણુ બ્રીટન સામ્રાજ્યના અંગભૂત રહી કાર્ય કરાય
ન્યાયી પત્રના નિચે રહીને લક્ષ આપણો સદા સદાય;
સંપ સલાથી વરાજ્ય મળતાં, ભારતનો જયકાર ભણાય.

રા. ઇશ્વરભાઇ અમીન.

---

## સ્વરાજ્ય નાદ.

જય જય હિન્દ અમારો દેશ,
સ્વીકારો એજ જીવન આદેશ. જય.
પ્રણવ મંત્ર એ. વેદ સૂત્ર એ, દેવ તણો સંદેશ;
ગેબી ઘોષથી ગગન ગજાઓ જય જય સ્વદેશ. જય.
નમન અમ ભારત ચરણે આજ,
અમ્હારૂં પુણ્યવંતુ એ સ્વરાજ્ય !
હૃદય તંતુ ગુંથી આત્મ વીણાનાં,
ગાન સુણાવો આજ
લલિત કંઠથી મુગ્ધ મંત એ,
જપો સ્વરાજ્ય ! સ્વવાજ્ય ! નમન.

રા. રઘુનાથ.